स्वराज्य आश्रम ग्रंथमाळा–पुस्तक २ जुं.

# आंधळानुं गाडुं

[ नानकडुं नाटक ]

लेखकः

जुगतराम दवे

आचार्यः

काळीपरज विद्यालय अने स्वराज्य आश्रम शाळा.

बारडोली

०–१–६

# પ્રસ્તાવના

ભાઈ જુગતરામ અને હું ભાઈ બન્યા છીએ. અમને જોડનારી ગાંઠ કઈ હશે? આ નાટક વાંચનાર તેને પારખી કાઢશે. કાળીપરજની જાગૃતિ ઉપર અમે બન્ને એક સરખા આફરીન છીએ અને કાળીપરજની સેવામાં અમે બન્ને એક ગાડે જૂતેલા છીએ. એટલે એમના આ નવા નાટકની પ્રસ્તાવના લખતાં મને સંકોચ અને મગરૂરી બન્ને થાય છે.

આ નાટકનાં ગીતો મેં માત્ર વાંચ્યાં જ નથી પણ કવિને મોઢે ગવાયેલાં સાંભળ્યાં પણ છે. એ સાંભળ્યા પછી કુદરતી રીતે મને શ્રી જુગતરામભાઈ પાસેથી વધારે આશા રાખવાનું મન થાય છે. તેમનાં 'અચલાયતન'માંનાં ગીતો મેં મારા કારાવાસ દરમિયાન જોયેલાં અને બહાર આવ્યા પછી 'કૌશિકાખ્યાન' જોયેલું ત્યારથી હું આશા રાખતો આવ્યો છું કે ગામડાંના લોકોના યે મોઢામાં બેસી જાય અને તેમના જીવન સાથે એકતાર થઈ જાય એવું કંઈક આ ભાઈ પાસેથી મળશે.

કોશ ચલાવતા કોશિયા અને હળ હાંકતા ખેડુતો ગાય એવાં ગીતો રચે તે ખરો કવિ એવી મહાત્મા ગાંધીજીએ એક વાર વ્યાખ્યા બાંધી હતી. એ વ્યાખ્યા જુગતરામભાઈનાં

ગીતોમાં સફળ થયેલી હું જોઉં છું, અને આશા રાખું છું કે ગ્રામજીવનના અનેકવિધ રંગો ચિતરવામાં આ કવિની કલમ વિજયી થાય.

આ કવિ ગામડાંના જીવનની સાથે ઓતપ્રોત છે એ હું જાણું છું. તે જ તેમની સફળતાની ચાવી છે: આપણા વધારે પ્રતિભાશાળી કવિઓ ગ્રામજીવનને પૂરતો ન્યાય આજ સુધી કેમ નથી આપી શક્યા એનું કારણ પણ તેમનો ગ્રામજીવન સાથેના તદાકારનો અભાવ જ છે એમ મને લાગે છે.

શ્રી જુગતરામ તેમણે પાડેલા આ નવા ચીલામાં જોસભેર આગળ વધો અને એ ચીલે ગુજરાતના કવિઓ પણ પરવરો અને આ નાટકના મુખ્ય પાત્ર જેવા પણ છતી આંખવાળા અનેક આંધળાઓને દૃષ્ટિ આપી કવિ એટલે દૃષ્ટાનું નામ સફળ કરો એવી મારી પ્રાર્થના છે.

અન્તમાં નાટક ભજવવાની ઉત્કંઠાવાળા અમારા કાળીપરજ ઉદ્યોગ વિદ્યાલય અને સ્વરાજ્ય આશ્રમ શાળાના જે વિદ્યાર્થીઓએ પોતાના આચાર્ય પાસે આ રચના કઢાવી તેમને મુબારકબાદી આપી વિરમું છું.

સ્વરાજ્ય આશ્રમ,
**બારડોલી**
ફાગણ સુદ ૫, સં ૧૯૮૩ } **કલ્યાણજી વિઠ્ઠલભાઈ**



# આંધળાનું ગાડું

## પ્રવેશ પહેલો

સૂત્રધાર

ગાડું સીધું ગબડાવ
ગાડું સીધું ગબડાવ
આંધા કેરૂં ગાડું દેવ સીધું ગબડાવ.

ગાડું ઘરેડે ચલાવ
ખાડે ગબડતું બચાવ
ગરીબડાનું ગાડું નાથ ઘરેડે ચલાવ.

ગાડું ચોરથી બચાવ
ભૂંડા ઠગોથી બચાવ
તારા દાસ કેરૂં ગાડું માલિક ચોરથી બચાવ.

ગાડું ઘેર તું પહોંચાડ
વહેલું ઘેર તું પહોંચાડ
તારા બાળકડાનું ગાડું બાપ ઘેર તું પહોંચાડ.

પહેલો શિષ્ય

[ નેપથ્ય તરફ જોઇને ]

અરરરરર, રામ રામ રામ.

સુત્રધાર

કેમ શું છે બેટા?

પહેલો શિષ્ય

આ જુઓને, કોઇ બાપડાનું ગાડું પણ ઉંધું વળ્યું.

બીજો શિષ્ય

આ તો ગુરુ મહારાજ હમણાં ગવડાવતા હતા તેવું જ થયું.

પહેલો શિષ્ય

ગુરુમહારાજના ગાયનનો જાણે અવતાર થયો.

સુત્રધાર

દોડો બેટાઓ દોડો, બીજી બધી વાત છોડો. ભગવાન આપણને હુકમ કરે છે કે ભજન સાચા દિલથી ગાયું હોય તો મારા ગરીબ બાળકનું ગાડું તમેજ ગબડાવી આપો.

શિષ્યો

દોડો ત્યારે તો દોડો. ચાલો બાપડા દુઃખિયાને મદદ કરીએ

[ બધા દોડી જાય છે. ]

## પ્રવેશ બીજો

[ ગાડું ઊંધું વળી ગયેલું પડયું છે, તેનો માલિક પટકાઇ પડેલો છે. દોડતા દોડતા ગુરુશિષ્યો દાખલ થાય છે. ]

ગાડાવાળો

ઓ બાપરે, ઓ પ્રભુ, ઓ દુઃખિયાના બેલી, બચાવ.

સૂત્રધાર

ગભરાઇશ નહિ ભાઇ ગભરાઇશ નહિ. આવી પહોંચ્યા છીએ.

ગાડાવાળો

હેં શું મારો પ્રભુ આવી પહોંચ્યો ? દ્રૌપદીને ચીર પૂરવા જઇ પહોંચ્યો હતો તેમજ ?

સૂત્રધાર

પ્રભુ તો દૂર છે, બાપુ; અમે તો પ્રભુના મોકલેલા ગરીબ બ્રાહ્મણો છીએ.

જાઓ છોકરાઓ એના બળદને પહેલાં છોડો. હું ગાડાવાળાને ઉભો કરૂં છું.

ગાડાવાળો

તમારૂં પરમેશ્વર ભલું કરજો. તમે ન આવ્યા હોત તો મારા આંધળાની આજે શી દશા થાત ?

સૂત્રધાર

હેં હેં, શું કહે છે ભાઇ, તું આંધળો છે ?

પહેલો શિષ્ય

આમ આંધળાથી ગાડું લઈને નીકળાતું હશે ?

બીજો શિષ્ય

ભલા માણુસ કોઈને સાથે તો લેવું હતું ?

ગાડાવાળો

સાથે બીજા કોને લઉં ? મારો દુઃખિયાનો નાથ રામ સાથે છેજ.

સત્રધાર

પણ બાપુ, આંખ નહિ ને આમ બહાર નીકળાય ?

ગાડાવાળો

આંખ મારે નથી, પણ તમ સરખાં મારાં બધાં ભાઇબહેનોને તો બબ્બે આંખો છે. પછી મારે શી ચિન્તા ?

પહેલો શિષ્ય

અહાહા, કેટલો બધો શ્રદ્ધાળુ ?

બીજો શિષ્ય

અહો, પેલું કોણ આવે છે ?

સૂત્રધાર

અહો આ તો રાજાજી. પધારો પધારો મહારાજા.

રાજા

[ઉઘાડી તલવારે આવે છે.]

અહો તમે છો ? મેં જાણ્યું મારા ગરીબ ગાડાવાળાને કોઈ લૂટતું હશે.

સૂત્રધાર

ના મહારાજ, અમે આપની પેઠે જ એની મદદે દોડી આવ્યા છીએ.

બીજો શિષ્ય

વળી આ પેલું કોણ દોડતું આવે છે ?

રાજા

ઓળખ્યા ઓળખ્યા. એ તો આપણા પરઅજુ શેઠજી.

સૂત્રધાર

બીચારા કેટલા હાંફી ગયા છે. પધારો શેઠજી પધારો.

શેઠ

વાહ ભાઇ વાહ, આ તો બધા પહોંચી ગયા છે. એક હુંજ પાછળ રહી ગયો.

રાજા

બહુ મહેનત લીધી શેઠજી. ચાલો હવે બધા મળીને બિચારાનું ગાડું ઘેર પહોંચાડી આવીએ.

[ ગાડું સીધું કરીને બળદ જોડયા. આંધળાને ગાડામાં બેસાડયો. ગુરુ શિષ્યો પણ બેઠા. શેઠ દોરી ઝાલી ગાડાને દોરે છે. રાજા ઉઘાડી તલવારે પડખે ચાલીને રક્ષણ કરે છે. ]

શેઠ

ગુરુ મહારાજ, ગવડાવો કંઇક ભજન ગવડાવો કે વાટ કપાય.

સૂત્રધાર

ભલે ત્યારે ગાઓ. આ મારા છોકરાઓને હમણાં હું ગવડાવતો હતો તે તમને પણ ગવડાવું.

ગાડું સીધું ગબડાવ
ગાડું સીધું ગબડાવ
આંધા કેરૂં ગાડું દેવ સીધું ગબડાવ.

ગાડું ઘરેડે ચલાવ
ખાડે ગબડતું બચાવ
ગરીબડાનું ગાડું નાથ ઘરેડે ચલાવ.
ગાડું ચોરથી બચાવ,
ભૂંડા ઠગોથી બચાવ,
તારા દાસ કેરૂં ગાડું માલિક ચોરથી બચાવ.
ગાડું ઘેર તું પહોંચાડ,
વહેલું ઘેર તું પહોંચાડ,
તારા બાળકડાનું ગાડું બાપ ઘેર તું પહોંચાડ

શેઠ

લે ભાઈ, હવે તારૂં ઘર આવ્યું. હવે કોઇ દિવસ આમ એકલો ન નિકળતો. દુનિયામાં ધન-લોભી ધુતારાઓ વધી પડયા છે.

રાજા

દુનિયામાં રાજલોભી લૂંટારાઓ વધી પડયા છે. ભાઈ સાચવીને ચાલજે.

સૂત્રધાર

જો બાપુ દુનિયામાં હવે ધર્મને નામે ઢોંગ કરનારા ઠગારાઓ વધી પડયા છે. સંભાળીને રહેશો તો બચાશો.

ગાડાવાળો

રામ રાખશે તેમ રહેવું છે. આપ સૌએ બહુ મહેનત લીધી. હવે પધારો. ભગવાન તમારૂં ભલું કરો.

રામ રામ

રામ રામ

રામ રામ

[ સૌ જાય છે. ]

## પ્રવેશ ત્રીજો

[ આંધળો ગાડું લઇને નીકળ્યો છે અને ગાડું ખરાબે ચડયું છે. ]

આંધળો

અરે બાપા કોઈ છો કે ? ઓ ખેતરના ખેડૂતો, ઓ ઘોડો ખેલવતા રાજા, ઓ હાટે બેઠેલા શેઠિયાઓ, ઓ પૂજા કરતા બ્રાહ્મણો, કોઇક તો જવાબ આપો.

આ મારૂં ગાડું કયાં થઇને લઇ જાઉં ?.... કોઇ બોલતું નથી. હાય હાય ! દુનિયા આખી પલટાઇ ગઈ. પહેલાં તો એક સાદ પાડું કે એકવીસ ધાઈ આવતા. અરે રામ, હવે કયાં જાઉં ? ઓ રામ, તું તો જવાબ આપ. કે દુનિયાના લોકો જેવો તું પણ નઠોર થઇ ગયો શું ?

[ તોફાની છોકરાઓ પ્રવેશ કરે છે. ]

## છોકરાઓ

મજા મજા રે મજા
અહો ભાઇ આજ અમારે મજા,
છચ્છ દહાડા સજા ખમ્યા ત્યારે
માંડ મળી છે રજા
અહો ભાઇ આજ અમારે મજા.

ગમ્મત ગમ્મત ગમ્મત
ભાઇ આજ અમારે ગમ્મત
છચ્છ દહાડા થપ્પડ પડી ત્યારે
માંડ મળી છે ગમ્મત
ભાઇ આજ અમારે ગમ્મત.

લહેર લહેર રે લહેર
અહો ભાઇ આજ અમારે લહેર
છચ્છ દહાડા ઝેર મળ્યા ત્યારે
આજે લીલા લહેર
અહો ભાઇ આજ અમારે લહેર.

આજ ખરો તહેવાર
અમારે આજ ખરો તહેવાર
છચ્છ દહાડા અંધારૂં ત્યારે
પ્રગટ્યો ઝળઝળકાર
અમારે આજ ખરો તહેવાર.

 ૧૩૪૫૭

આજ અહો આનંદ
અમારે આજ અહો આનંદ
છવ્વીસ દહાડા બંધ રહ્યા ત્યારે
માંડ મળ્યો સ્વછંદ
અમારે આજ અહો આનંદ.

રાજી રાજી રાજી
ભાઈ આજ અમે બધા બહુ રાજી
છવ્વીસ દહાડા મહેતાજી ત્યારે
આજ હવા છે તાજી
ભાઈ અમે બધા બહુ રાજી.

છુટ્ટી છુટ્ટી છુટ્ટી
અહો ભાઈ આજ અમારે છુટ્ટી
છવ્વીસ દહાડા ગોખણપટ્ટી
( આજ ) રસની લૂંટા લૂંટી
ભાઈ આજ અમારે છુટ્ટી.

આંધળો

અરેરે બાપુ, એ કોણ ગાય છે ? આ આંધળાને મદદ કરોને જરા.

પહેલો છોકરો

અલ્યા આજની રજા તો આપણી ખરેખરી

થવાની છે. શુકનમાંજ આંધળો મળ્યો. ચાલો જરાક ગમ્મત ઉડાવીએ.

બીજો છોકરો

શું કહો છો, શું કહો છો, અંધેમિયાં ?

[ છોકરાઓ ખડખડાટ હસે છે. ]

ત્રીજો છોકરો

એવું શું બોલે છે, બેશરમ.

ઓ અંધા કાકા, કોને સાદ કરો છો ?

આંધળો

આવો છોકરાઓ આવો. હું આંધળો છું. જરા મારા બળદને દોરીને ચાલોને બાપલા.

પહેલો છોકરો

ઓ અંધેખાન, આ તરફ હાંકો આ તરફ.

આંધળો

હા બાપુ. લે એ તરફ હાંકું.

બીજો છોકરો

અરે બાપડાને એમ ક્યાં લઇ જાય છે? એ આંધળા સેગો તું યે આંધળો થયો કે શું ? જોતો નથી હમણાં બિચારાનું ગાડું ખાડામાં પડશે ?

એ આંધળા કાકા, આ તરફ હાંકો, રસ્તો આ તરફ છે.

આંધળો

હા બાપુ લો એ તરફ હાંકું. જોજો બાપલા, આંધળાને ખાડામાં ન નાખતા.

ત્રીજો છોકરો

અરે એ મૂર્ખાના સરદાર, આ ક્યાં બાપડાને ટેકરા ઉપર ચડાવ્યો ?

એ કાકા, આમ વાળો આમ.

આંધળો

હા ભાઈસાહેબ હા, લો એ તરફ વાળું.

પહેલો છોકરો

અરે ઓ બેવકુફ, બાપડા આંધળાને કેદમાં નખાવવો છે કે શું ? લોકોના ઉભા મોલ ઉપર થઇને ગાડું કાં હંકાવે ?

આંધળો

બાપા, આમ રમતમાં દડો ગબડાવો એમ મને ગરીબને કાં ગબડાવો ? રસ્તો બતાવતા હો તો બતાવો, નહિ તો જતા રહો અહીંથી.

બીજો છોકરો

અરે કાકા, ખીજવાશો નહિ. એ બે સાવ અક્કલના ઓથમીરજ છે. લાવો રાશ મારા હાથમાં. હું જ હાંકી આપું.

ત્રીજો છોકરો

અરે હાંકયાં તેં ! સાત જનમમાં રાશ પકડી હતી કોઇ દહાડો ? લાવ મારી પાસે લાવ.

પહેલો છોકરો

હેઠા ઉતરો હેઠા, હરામખોરો ? હું પહેલો ચઢયો છું તે હુંજ હાંકું.

બીજો છોકરો

હવે પહેલો ને છેલ્લો કરતો બેસને. નહિ તો હમણાં બળદના નાકમાંથી કાઢીને તારાજ નાકમાં નાથ ચડાવી દીધી સમજજે.

ત્રીજો છોકરો

અરે અરે અરે, આંધળાને ચગદી નાંખો કાં? જાઓ અહીંથી નહિ તો પરોણીના ગોદા ખાશો હોં.

આંધળો

ઓ બાપરે, આ છોકરાઓને કોઈ વારો રે

વારો. આ ત્રણ પાડાની લડાઈમાં મારો ને મારા ગાડાનો ખો નિકળી જવાનો છે.

[ વહનો ભુવો પ્રવેશ કરે છે. ]

વહનો ભુવો

મારૂં નામ વહનો ભુવો રે
મારૂં નામ વહનો ભુવો
મારી મૂઠથી ગયે એવો
કોણ જગતમાં હુવો—મારૂં નામ.

જંતરમાં જોગણીઓ બાંધુ, મંતર માંહે દેવ;
ડાકણુ શાકણુ ભૂતડાં આવી કરેજ મારી સેવ.
મારૂં નામ વહનો ભુવો રે.

તાવ બાંધું અને તરિયો બાંધું, બાંધું બળિયો કાકો;
સો સો મસાણ સેવ્યાં છે ત્યારે પૂરો બન્યો છું પાકો.
મારૂં નામ વહનો ભુવો રે.

સાજો થયો તો મેંજ કર્યો, ને મુવો તો તારૂં કરમ;
કાનમાં કાનમાં આજ કહું મારી ખૂબીનો ખરો ભરમ.
મારૂં નામ વહનો ભુવો રે.

આંધળાં થઈને જાળમાં મારી માનવી જે ઝડપાય;
ભૂતડાં પ્રેતડાં એજ ખરાં, મારી એજ ખરી વિદ્યાય.
મારૂં નામ વહનો ભુવો રે.

આંધળો

એ ભાઈ એ કોણ બોલ્યું ? આ છોકરાંથી બચાવો માબાપ, હું આંધળો છું.

વહનો ભુવો

ચાલો ઠીક ખાજ મળ્યું દેખાય છે. દેખતાં માણસ પણ આંધળાં થઈને ઝડપાય છે તો આ બિચારો તો મૂળેજ આંધળો છે.

ઉભા રહો અલ્યા છોકરાઓ. શરમ નથી આવતી બિચારા આંધળાને પજવતાં ? નાસો, નહિ તો એવી મૂઠ મારૂં છું ને કે બધા ત્યાં ને ત્યાં પથરા થઈ જશો પથરા.

છોકરાઓ

ઓ બાપરે. ખાધા રે ખાધા. નાહો અલ્યા નાહો, આ તો વહનો ભુવો.

આંધળો

ભગવાન તમારૂં ભલું કરે. આ વેજાએ મને અધમુવો કરી નાંખ્યો. બાપા હવે તમેજ રસ્તે ચડાવો.

વહનો ભુવો

રસ્તે તો હમણાં ચડાવી દઉં. પણ એમાં તારૂં શું વળે ? તું તો પાછો રસ્તો ચુકે.

આંધળો

એમાં તમે શું કરો બાપા? જેવાં મારાં નસીબ.

ભુવો

નસીબ નસીબ શાનાં? આ તારી આંખો તો સાજી થાય એવી છે.

આંધળો

હું હું હું?

ભુવો

જો, આ બે આંખે બે શિકોતરો બાઝેલી છે. એમને શીશામાં ઉતરાવે તો તું દેખતો થઇ જાય એવું છે.

આંધળો

હું હું! હું દેખતો થઇ જઇશ? ભાઇશાબ કાઢોને એ શિકોતરને.

ભુવો

એ કાંઇ ખાવાના ખેલ છે? તારાં બધાં લુગડાં ઉતારવાં પડશે. પછી એનો ધુમાડો કરવો પડશે. એ ધુમાડાને મંતરવો પડશે. એ મંતરેલો ધુમાડો આંખમાં જશે ત્યારે એ જશે.

આંધળો

લૂગડાં બાળવાં પડશે ? બધાં જ લૂગડાં બાળવાં પડશે ? એક લંગોટી તો રહેવા દેજો માબાપ.

[ ભુવો એક ચીંદરડી સળગાવે છે, અને બાકીનાં લૂગડાં બગલમાં મારીને છુપાઈ જાય છે. ]

[લખમીધર શેઠ પ્રવેશ કરે છે. ]

લખમીધર શેઠ

હું તો લખમીધરજી શેઠ,
માારૂં બહુ મોટું છે પેટ.
દુનિયા આખી સમાય તેમાં
સોના ચાંદી સમેત—મારૂં બહુ મોટું૦

દુકાળિયાંની ભૂખ,
એ તો મારૂં મોટું સુખ.
એ ભૂખમાંથી મહેર પમાવું
એવો મારો પેટ—મારૂં બહુ મોટું૦

અંધાનું અંધારૂં,
મારૂં ધનનું એ ભંડારૂ,
ત્યાંથી સોનું દોડયું આવે
મારે ત્યાં ઘર બેઠ—મારૂં બહુ મોટું૦

!:

અણજાણનુ અજ્ઞાન

એ તો મારી સોનાખાણ;
સોના સારૂ ખોદી કાઢું
પાતાળ સુધી હેઠ—મારૂ બહુ મોટું૦

નબળાની નબળાઇ,
એ તો મારી મોટી કમાઇ;
આપોઆપે ધન ઢળી જાયે
મારી ગાદી હેઠ—મારૂં બહુ મોટું૦

દારૂડિયાનો દારૂ,
એ તો મારૂં ધનનું બારૂં,
ધન આપે ને ઉપર આપે
માગું એટલી વેઠ—મારૂં બહુ મોટું૦

ગુલામની ગુલામી,
મારી એ તો પેઢી નામી,
માગું નહિ તોય લાવી લાવી
સોનું ધરતા ભેટ—મારૂં બહુ મોટું૦

### આંધળો

હજુ તો જરાયે દેખાતું નહિ. કેટલી વારે દેખાશે, ભુવા? બોલોને બોલોને, હવે તો ધુમાડો યે આવતો નથી ને. ઓ ભુવા, ઓ ભુવા.

અરે આ તો નાસી ગયો કે શું ? મારા આંધળાનાં લૂગડાં લઈને નાસી ગયો ?

શેઠ

શું છે અલ્યા ? કોણ નાસી ગયો ?

આંધળો

અહીં પેલો ભુવો હતો ને ભુવો ? મારાં લૂગડાં ઉતરાવીને ક્યાં જતો રહ્યો ?

ત્યારે વળી તમે કોણ છો બાપા ?

શેઠ

મારૂં નામ લખમીધર શેઠ.

આંધળો

શેઠજી, બહુ સારૂં થયું કે તમે આવ્યા. તમને ભગવાને જ મોકલ્યા. આંધળો છું માબાપ, રસ્તે ચઢાવો તો તમારો પાડ.

શેઠ

હા હા, ઘણી ખુશીથી. પણ જો તારી પાસે થોડા ઘણા પૈસા છે ? અમે વાણિયા કહેવાઇએ. કંઈ લીધા વગર કોઇનું કામ ન કરવું એવો અમારો વહેવાર ધર્મ છે.

આંધળો

લો બાપા લો, આ ચાર પૈસા છે.

[ શેઠ થોડે છેટે ગાડું લઇ જઇને અટકાવી પાડે છે. ]

શેઠ

જો અલ્યા, હવે રસ્તો બહુ ખરાબ આવ્યો છે. તારી પાસે બીજું કંઇ હોય તો આપ.

આંધળો

આ પાશેર ચણા ચીંથરીએ બાંધ્યા છે. કહો તો આપું.

શેઠ

લાવ ત્યારે. મહેનત તો બહુ છે, પણ ચલાવી લઇશું.

[ વળી થોડે આગળ જઇને ગાડું અટકાવે છે. ]

શેઠ

એ ભાઇ–હવે તું જાણે ને તારૂં કામ જાણે, મારે બહુ કામ છે.

આંધળો

ઓ શેઠજી, મને આંધળાને ઠેકાણે પાડીને જાઓને.

શેઠ

✓ જો હું તો સાફ સાફ વાત કરનારો છું. તારી આ પરોણી આપે, અને ગાડાની પાંજરી આપે તો હું રસ્તો બતાવું, નહિ તો મારે નવરાઇ નથી.

આંધળો

હા બાપા હા, લોને, તમે ક્યાં મફત લો છો?

[ થોડે દૂર ગયા પછી. ]

શેઠ

✓ હવે તો હું ચાલ્યો જ. પણ આ બધું ઘાસ દબાવીને બેઠો છે તે આપે તો વળી બે ડગલાં આગળ ચલાવું.

આંધળો

હાય હાય, મારા બળદનું ઘાસ પણ આપવું પડશે? અરે બાપુ બારે, તમે કંઇ મફત થોડા કરો?

[ થોડે દૂર જઇને ]

શેઠ

ચાલ ભાઈ, હવે તું જાણે ને તારૂં નસીબ જાણે. મારે રાત પડવા આવી છે. તારી જેમ મારે કંઇ દિવસ ને રાત સરખી નથી.

આંધળો

મને આંધળાને રઝળતો ન મૂકશો.

શેઠ

હવે તારી પાસે કંઇ છે?

આંધળો

હવે તો કંઇ નથી રહ્યું શેઠજી.

શેઠ

નથી રહ્યું તો તારાં કરમ. પણ જો તારા ઉપર મને દયા આવે છે. એમ કર. આ ગાડું મને આપી દે. મારે આજ ને આજ લેવું નથી. હમણાં તો તું જ બેસજે. પણ એટલું કબૂલ કરે તો મદદ કરૂં.

આંજો

એવું કબૂલ કરવું પડશે ? ઠીક લો કબૂલ.

શેઠ

ના, એમ કબૂલ કહ્યે ન ચાલે. પાછળથી ફરી જાય તો ? ઉભો રહે, હમણાં પેલા જમાદારને બોલાવી લાવું છું. તેની સાક્ષી રાખવી પડશે. ( જમાદારને તેડી લાવે છે. ) પધારો જમાદાર સાહેબ.

જમાદાર

ખરી કરી નોકરી,
આજ મેં ખરી કરી નોકરી.
પાંચ ગુન્હાઓ પકડયા, મેં તો સાચાં જૂઠાં કરી,
આજ મેં ખરી કરી નોકરી.
ગોમો લાલો ચોધરી
ધુતારો ગોમો લાલો ચોધરી
રોજ રેંટિયો કાંતે, કહિયે નહિ કોઇને ગાંઠે.

આજે એની ગરદન પકડી
કોટડીમાં મેં દીધો જકડી
ખરી કરી નોકરી
આજ મેં ખરી કરી નોકરી.

નાથો ઉકો નાયકડો,
પેલો નાથો ઉકો નાયકડો;
બહુ ભણીને બગડયો,
જ્યાં ત્યાં ભસ્યાં કરે ભાષણો;
આજે એની ગરદન પકડી
કોટડીમાં મેં દીધો જકડી.
ખરી કરી નોકરી,
આજ મેં ખરી કરી નોકરી.

દલો કલો દુબળો,
ભગતો દલો કલો દુબળો;
દારૂ તાડી વરજી બેઠો
બોધ બધાને કરતો હતો;
આજે એની ગરદન પકડી,
કોટડીમાં મેં દીધો જકડી
ખરી કરી નોકરી
આજ મેં ખરી કરી નોકરી.

ગોસો ફ્ફરો ગામતડો,
ગધેડો એસો ફ્ફરો ગામતડો;
રોજ વેઠનો કરતો ઝગડો,
જતો કર્યો તો બમણો બગડયો;
આજે એની ગરદન પકડી,
કોટડીમાં મેં દીધો જકડી;
ખરી કરી નોકરી,
આજ મેં ખરી કરી નોકરી.

કાનો પરભુ કોકણો,
કે કપટી કાનો પરભુ કોકણો;
બની ગયો બામણો,
ન રાખે મરધો કે બોકડો;
આજે એની ગરદન પકડી,
કોટડીમાં મેં દીધો જકડી;
ખરી કરી નોકરી,
આજ મેં ખરી કરી નોકરી.

શેઠ

લે હવે કર કબૂલ આ જમાદારની સાક્ષીમાં.

આંધળો

હા જમાદાર સાહેબ, ગાઉં શેઠનું એ વાત કબૂલ છે.

જમાદાર

જો, માગે ત્યારે આપવું, ન આપે તો કેદ કરૂં.

આંત્રળો

તમારી મહેરબાની ભાઇશા.બ.

[ ગાડું આગળ ચાલે છે. દારૂવાળો પ્રવેશ કરે છે. ]

દારૂવાળો

મઝેદાર દારૂ,
કે લિજ્જતદાર દારૂ,
કે રોનકદાર દારૂ,
કે પીઓ દોસ્ત દારૂ.
મંદા પીઓ દારૂ,
કે આંધા પીઓ દારૂ,
કે સંધા પીઓ દારૂ,
કે પીઓ દોસ્ત દારૂ.
રોગી પીઓ દારૂ,
કે શોગી પીઓ દારૂ,
કે ભોગી પીઓ દારૂ,
કે પીઓ દોસ્ત દારૂ.
ઘર વેચી દારૂ,
કે ખેતર વેચી દારૂ,

કે છોરાં વેચી દારૂ,
કે પીઓ દોસ્ત દારૂ.

આંધળો

હું દારૂ એવો મઝાનો? મને થોડો આપશો? જરા પીને બે ઘડી હું યે દુઃખ વિસારે પાડું.

જમાદાર

જરૂર જરૂર, પીવો જ જોઇએ. કેમ ખરૂં ને શેઠજી?

શેઠ

જમાદાર સાહેબ સાચું કહે છે.

જમાદાર

ઓ દારૂવાળા, દારૂવાળા, આવ આવ, તારૂં ઘરાક છે.

દારૂવાળો

કંઇ પૈસા બૈસા છે કે એમજ?

આંધળો

પૈસા તો નથી ૦.૧ા. હતા એટલા આ શેઠને આપ્યા.

દારૂવાળો

ત્યારે બોલાવે છે શાનો, જંગલી?

શેઠ

રહે રહે, જો આ તારા બળદની રાશ છે. તે આપી દેને.

બિચારો ગરીબ માણસ છે. એટલી રાશ લઇને એને ભરી આપો.

[ દરૂવાળો ભરી આપે છે. ]

આંધળો

અહહહહહ. બીજો ભરી આપોને થોડો.

દારૂવાળો

ચાલ ચાલ ભિખારી. જોઇએ તો તારો એક બળદ છોડી આપ.

આંધળો

હા હા બળદ આપ્યો, પ્યાલી લાવ.

દારૂવાળો

જુઓ જમાદાર, એણે બળદ કબૂલ્યો છે.

[ દારૂ આપે છે ]

આંધળો

બીજી એક, બીજી એક.

દારૂવાળો

બીજો બળદ કબૂલ ?

આંધળો

કબૂલ કબૂલ, જલદી ભર પ્યાલી.

દારૂવાળો

જુઓ જમાદાર, તમારા દેખતાં બીજો બળદ કબૂલ્યો છે.

જમાદાર

હું કંઈ નવરો છું તારૂં જોયા કરવા ?

દારૂવાળો

ના રે ના, જમાદાર સાહેબ, આકળા કાં થાઓ ? લો ચાર ઉડાવો જરા.

શેઠ

લો લો જમાદાર, એ તો લેવાય. એ ક્યાં તમને લાંચ આપે છે ? પ્રેમથી આપે એની ના કહેવાય ?

આંધળો

એ કોણ છો તમે ? જાઓ અહીંથી ! ખસો નહિ તો છુંદાઈ મરશો મારા ગાડામાં. જાણતા નથી હું રાજા થયો છું ?

આજ હું તો આખી દુનિયાનો રાજા,
બધી રૈયત વગાડોને વાજાં.—આજ૦
આંધો કહી મને સંધા હસો છો ?
પછી પસ્તાશો લોક તમે ઝાઝાં.—આજ૦

અંધો હું રાજા ને અંધી તે પરજા,
અંધે અંધાની આઝંબાઝા.—આજ૦
દુનિયાના દેવે મારાં રતન નંદવ્યાં,
ફોડું હું ય એના સૂરજ ચાંદા.—આજ૦

શેઠ

હો જમાદાર સાહેબ, હવે શું જુઓ છો ? હવે તો થઇ ગયો બગાબરનો રાજા !

દારૂવાળો

ગબડાવી પાડો હવે જમીન પર.

શેઠ

✓અને ગાડું હવે એનું ક્યાં છે ? એ તો તમારા દેખતાં મને કબૂલી આપ્યું છે ને ?

દારૂવાળો

✓અને બળદ બન્ને મને કબૂલી આપ્યા છે. તમે બન્ને સાક્ષી છો.

જમાદાર

હું એક નવરો. તમને સાક્ષી જ આપ્યા કરૂં ? મારે બૈરાં છોકરાંનું પેટ નહિ હોય ? જાઓ બદમાશો. બિચારા ગરીબને લૂંટો છો ?

શેઠ

અરે જમાદાર સાહેબ, એમ ગુસ્સે કાં થાઓ ? અરધો ભાગ તમારો.

દારૂવાળો

એમાં નવાઈ શું ? એ બળદ તમારો એ ટો છેજ.

જમાદાર

એમ સીધી વાત કરોને ત્યારે. આવી જાઓ હવે.

[ બધા ગાડામાં ચડી બેસે છે. જમાદાર આંધળાને ગબડાવી પાડે છે. ]

શેઠ-દારૂવાળો—જમાદાર

[ ગાતાં ગાતાં ગાડું હાંકી જાય છે. ]

આપણી ત્રણ જણાની જોડી,
એને કોઈ શકે નહિ મોડી.
શાહુકાર, જમાદાર,
દારૂના ઇજારદાર,
ત્રણે થઇને ધારીએ તો
દુનિયા નાખીએ તોડી;
આપણી ત્રણ જણાની જોડી.

આપણી ત્રણેની ભાઇબંધી,
એને કોઈ શકે નહિ ખંડી;
બંદુકવાળો, દારૂવાળો,
સોનાના સિક્કાઓવાળો,

ત્રણે થઇને ધારીએ તો
દુનિયા કરીએ અંધી;
આપણી ત્રણેની ભાઇબંધી.

આપણું ત્રણ જણાનું ગાડું,
એને કોઇ ન આવે આડું;
કલાલિયો ને વાણિયો,
રાજનો વળી રાજિયો;
ત્રણે થઇને ધારીએ તો
ડંકો બધે વગાડું;
આપણું ત્રણ જણાનું ગાડું.

આપણી ત્રણ જણાની ટોળી,
એવી જગમાં ન જડે ખોળી,
શાહુકાર, મૂડીદાર,
સત્તાધારી સરકાર;
ત્રણે થઇને ધારીએ તો
કરીએ મોટી હોળી;
આપણી ત્રણ જણાની ટોળી,

## પ્રવેશ ચોથો

[ સૂત્રધાર અને બે શિષ્યો પ્રવેશ કરે છે. ]

સૂત્રધાર

બેટાઓ, આપણા બધા ખેલાડીઓને કહો કે અહીં આવીને બેસી જાય. આપણે હવે નાટક આગળ ભજવવું નથી.

પહેલો શિષ્ય

ક્ષમા કરજો ગુરુ મહારાજ, પણ ભર નાટકની વચ્ચે આપની આ આજ્ઞા વિચિત્ર લાગે છે.

બીજો શિષ્ય

વિચિત્ર શું ? એ તો ગુરુ મહારાજને પોતાને મોઢે સાંભળી ન હોય તો માનવામાં પણ ન આવે.

સૂત્રધાર

એમાં વિચિત્ર કાંઇ નથી, બાપુ. હવે પછીનું નાટક ભજવવાનું આપણું ગજું નથી.

પહેલો શિષ્ય

એમ કેમ, ગુરુ મહારાજ ?

સૂત્રધાર

બેટા બોલ, તું સમુદ્રને કુવામાં લાવી શકશે? બોલ, આ ચાંદનીને ખોબામાં ભરી શકશે? બોલ, આ આખા દેશને છાપરીમાં સમાવી શકશે?

પહેલો શિષ્ય

નાજી, એ કેમ બની શકે?

બીજો શિષ્ય

અશકય અશકય અશકય.

સૂત્રધાર

ત્યારે હવે પછીનું નાટક આપણી નાનકડી રંગભૂમિ ઉપર સમાડવું પણ અશકય છે. એની રંગભૂમિ તે આ વિશાળ દેશ છે—ખેતરો ને પાદરોથી, ડુંગરા ને નદીઓથી, શહેરો ને ગામડાંથી ભરેલો આ વિશાળ દેશ છે.

પહેલો શિષ્ય

ત્યારે એ નાટક કોણ ભજવે, ગુરુમહારાજ?

સૂત્રધાર

જગતના ધણી પરમાત્મા વિના બીજો કોણ બાપુ?

બીજો શિષ્ય

હું તો બાળક છું, મને માફ કરજો મહારાજ. પણ આંધળાને કંઇક યુક્તિ કરીને આપણે દેખતો શા માટે ન કરી શકીએ ?

સૂત્રધાર

એના જેવું સહેલું તો બીજું કંઇજ નથી બેટા. જે આંધળો આંધળાપણાનો દેખાવ જ કરતો હતો તેને દેખતો કરી દેતાં શી વાર ?

પહેલો શિષ્ય

તો પછી શા માટે નાટક અધુરૂં રાખવું ?

સૂત્રધાર

તું કહે છે તેમ કરીએ તો, બેટા આપણે જાદુગરમાં ખપી જઇએ. દુનિયામાં જે સાચા આંધળાઓ છે તે એમ માની બેસે કે અમને પણ કોઇ જાદુગર આવીને આંખો આપી જશે.

બીજો શિષ્ય

સાચા આંધળા એ ત્યારે કોણ ?

સૂત્રધાર

✓અજ્ઞાનનાં પડળ જેમની આંખો ઉપર ચડી

ગયાં છે તે બધાં. એવાં આંધળાંથી આખી દુનિયા ઉભરાઇ ચાલી છે.

પહેલો શિષ્ય

કોણ, આપણા દુઃખી કાળીપરજ ભાઇબહેનો કે?

સૂત્રધાર

બરાબર સમજ્યો ભાઇ. પણ જે ઉજળાં ભાઇબહેનોને અભિમાન છે કે અમે દેખતા છીએ એ પણ આંધળાંમાં આવી જાય. તમે અને હું પણ આંધળાંજ.

બીજો શિષ્ય

ઓહો, ત્યારે તો આપણે આંધળા તે આંધળાને શી રીતે દોરી શકીએ?

સૂત્રધાર

માટે જ ભાઇઓ, તમને મેં કહ્યું કે હવે બધા ખેલાડીઓને બોલાવી લો.

[ બધા ખેલાડીઓને બોલાવી લાવે છે. ]

ખેલાડીઓ

કેમ ગુરુ મહારાજ, અરધે નાટકે કેમ અમને બોલાવી લીધા?

સૂત્રધાર

ભાઇઓ, તમે તો તમારા પાઠ બહુ સુંદર રીતે ભજવ્યા છે. આ જુઓ સભાના રસિક જનોનાં મોઢાં સંતોષથી કેવાં હસી રહ્યાં છે? પણ હવે આગળનું નાટક તો જગતનો મહાન નટવર જ ભલે ભજવે. ચાલો આપણે તો એકઠા મળીને દાંડિયા રાસ લઇએ.

(શિષ્યોને) ગવડાવો બેટાઓ.

પહેલો શિષ્ય

કયો રાસ બોલીએ, ગુરુ મહારાજ?

સૂત્રધાર

બીજો કયો વળી? જગતના બધા આંધળાઓ માટે આપણને જે એક જ ઓસડ મળેલું છે તેનો જ તો.

બીજો શિષ્ય

સમજ્યો સમજ્યો, એ તો કાચા સૂતરના તાંતણાનો.

## રાસ

અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે ઓલી લોઢાની બેડિયું ય તૂટે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે ઓલી સોનાની સાંકળી વછૂટે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે ધાર ખાંડાની તેય થાય ખાંડી,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે હાર માને હજાર તોય ગાંડી,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે દુરબળિયાંશું બળિયાંને બાંધે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે શામળાંશું ઉજળિયાંને સાંધે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે અંધ સાથે આંખાળાંને બાંધે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે પંગુ સાથે પાંખાળાંને સાંધે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

હાંરે રાંક સાથે તે રાજવીને બાંધે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

હાંરે રામ સાથે તે માનવીને સાંધે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

હાંરે કાંતો કાંતો ને બહેન પૂરી પ્રીતે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

હાંરે કાંતો કાંતો ને ભાઈ એક ચિત્તે,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

હાંરે ઘરોઘરમાં એ પ્રેમને પસારો,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

હાંરે મારી ભારતીના ભારને ઉતારો,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

હાંરે રૂડા રેંટિયા, અખૂટ આપ દેજો,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

હાંરે બાપુ ગાંધીજીની જીંદગીનો રહેજો
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.